૪૮૬



અનુક્રમ નં. ૫૪

# રહમતુર્રિદવાન

અથવા

## ઈમામ અબુહનીફા (રહ.)નું

## ટુંક જીવન વૃત્તાંત

—: છપાવી પ્રસિદ્ધ કર્તા :—


મવલ્વી અહમદ હાજી આરિફ અશરફ, રાંદેરી.

રંગુન



આવૃત્તિ ૨ જી] જુલાઈ ૧૯૩ [પ્રત ૨૦૦૦

(મર્હુમ હુસેન હાવજી અચ્છા સા ના સવાબ માટે.)

મુસ્લિમ-ગુજરાત પ્રેસ, સુરત.

# હમ્દ

સભી હમ્દ સાબિત હય રહમાન કો,
કે પયદા કિયા ઈન્સ ઔર જાન કો.
મોહમ્મદ નબી ખાસ ભેજે રસુલ,
દિખાયા હમેં રાહ ઇમાન કો.
રહે ઉનપર હરદમ દરૂદો સલામ,
આયે થે બતલાને એહસાન કો.
રહે આલો અસ્હાબ પરભી દરૂદ,
ફિદા કરતે થે માલ ઔર જાન કો.
ઇમામોંપે હો હકકી રહમત સદા,
ઇમામોં કે સરદાર નોઅમાન કો.
અઝાં બાદ તુમ દિલ લગા કર સુનો,
કરો દુર ગફલત કે શયતાન કો.
સુનાઉં તુમ્હેં એક અયસી કિતાબ,
કે તાઝા કરે દીનો ઇમાન કો.



૮૬



# રહ-'તુર્રિદવાન

અથવા

## ઈમામ અબુ હનીફા (રહ.)નું ટુંક જીવન વૃત્તાંત

એ જાણવું અગત્યનું છે કે આજકાલ તરેહ તરેહના ફિરકાઓ નીકળી રહ્યા છે. દરેક પોતાનો રસ્તો અલગ ધારણ કરે છે. રસુલે ખુદા (સ.)ના વચન અનુસાર તો-તેર ફિરકાઓ (ધર્મ-તડ) થઈ ગયા છે. ઘણા લોકો દીનમાં નવી નવી વાતો ઉપજાવે છે, અને એથીજ ઝગડાઓ ઉત્પન્ન થાય છે. જો એઓ પોતાની બુદ્ધિને કાબુમાં રાખી અગાઉના આલિમોને તાબે રહેત, અને બુઝુર્ગોના માન અને મોભા રાખત તે મતભેદ કેવી રીતે પડત? ઘણા લોકો હન્રી મઝહબ અને ઇમામ અબુ હનીફા (રહ.) પર ટીકા કર્યા કરે છે, તેથી જે લોકો જાણકાર હોય છે તેઓ એ ટીકાઓનો જવાબ વાળે છે પરંતુ અજાણ લોકો થાપ ખાઇ ગભરાઇ જાય છે, એવા અજાણુ હન્રી ભાઇઓને ઇમામ અબુ

હનીફા-ઈમામે આ'ઝમના વૃત્તાંત, એમની બુઝુર્ગી, એમના ઈલ્મથી જાણકાર કરવાના ઉદ્દેશથી વિશ્વાસપાત્ર પુસ્તકોના આધારે એમનું ટુંક વૃત્તાંત લખવાની આ સેવકની ઈચ્છા થઈ. આથી ખુદાની મહેરબાનીથી એમની જીંદગીના ઘણી લાભદાયી અને વાંચકવર્ગ માટે જરૂરી વાતોથી જાણકાર બને એવા એહવાલો સંગ્રહ કર્યા, અને એ ચોપાનીયાનું **"રહમતુર્રિદવાન" ફી તઝકિરિતે અબી હનીફતન્નોઅમાન"** નામ રાખ્યું. એ રીસાલાથી મુસલમાનોને લાભ મળે અને મારા ગુનાહોની માફી થાય એવી આશા આ સેવક રાખે છે. હવે અત્રે કેટલીક જરૂરી બાબતો લખવામાં આવશે ત્યાર પછી ઇમામ આઝમ (રહ.)નું પવિત્ર જીવન વૃત્તાંત આલેખવામાં આવશે.

## તકલીદ અને ચાર મઝહબોનું વર્ણન.

મુસ્લિમોને એ વાત ધ્યાનમાં લેવા યોગ્ય છે કે રસુલે કરીમ (સ.) ના ઝમાનામાં જ્યારે કોઇ મસલો-બાબત જાણવાની જરૂર જણાતી તો અસહાબો રસુલે કરીમ (સ.)થી પુછી લઇ તે મુજબ અમલ કરતા હતા. સુબ્હાનલ્લાહ! કેવો સારો સમય હતો! અસહાબો આપને જોતાં રહેતાં અને જેમ ચાંદની ચારે ગમ તારાઓ હોય છે તેમ રસુલુલ્લાહની આસપાસ અસહાબો બેસી રહેતા.

**થે યું સહાબા મેરે પયગમ્બર કે સામને,**
**તારે હોં જીસતરહ માહે અનવર કે સામને.**

સારાંશ કે જ્યારે આપ (સ.) ની વફાત થઇ તો તે ભલાઇનો જમાનો પુર્ણ થઈ ગયો; હવે અસહાબોનો સમય આવ્યો. એમાં અસહાબીઓએ જેવી રીતે રસુલુલ્લાહ (સ.) ને અમલ કરતા જોયા હતા તેમ તેઓ અમલ કરતા રહયા, કદી એક સહાબી બીજાને પુછી

પણ લેતા. જ્યારે અસહાબીઓનો કાળ પણ પુર્ણ થવા આવ્યો ત્યારે દીનની રક્ષાની ખાતર અને લોકોને અહકામો બતલાવવા માટે ખુદાવંદ તઆલાએ ઈમામો અને મુજતહિદોને મોકલ્યા. અસહાબીઓએ જે હદીસો બ્યાન કરી હતી તેમાંથી એ લોકોએ મસઅલાઓ સમજી અને લોકોની સગવડતાની ખાતર તેઓને સચોટ રીતે કુરઆન અને હદિસથી કસી જોઈ બહાર પાડયા. હવે જે માણસ કોઈ ઈમામના જમા કરેલા મસઅલાઓ પ્રમાણે ચાલ્યો તે તેનો મુકલ્લિદ (અનુયાયી) બની ગયો. જે ઈમામ અબુ હનીફાના કાઢેલા અને સંગ્રહ કરેલા મસઅલાઓ પ્રમાણે ચાલ્યો તે હનફી કહેવડાવવા લાગ્યો. એજ પ્રમાણે ઈમામ શાફઈના મસઅલાઓ પર ચાલ્યો તે શાફઈ, અને ઈમામ માલિકના મુકલ્લિદો માલિકી અને ઈમામ અહમદ હંબલના મુકલ્લિદો હંબલી કહેવાય છે. આથી એ લોકોના બતલાવેલા મસલાઓ પ્રમાણે અમલ કરવો તે કુરઆન અને હદીસ ઉપર અમલ કરવા સમાન છે, અને તેમના બતલાવેલા માર્ગે ચાલવું તે રસુલુલ્લાહ (સ.)ના પગલે ચાલવા બરાબર છે. આ વાત પણ જાણવા યોગ્ય છે કે આલિમોનું અનુકરણ કરવું ઘણુંજ જરૂરી અને યોગ્ય છે, કારણ કે ખુદાવદ કરીમ ફરમાવે છે કે

**અતીઉલ્લાહ વ અતીઉર્રસુલ વ ઊલિલ અમરે મિન્કુમ.**

જે ઉપરથી આલિમોએ "તકલીદ" નું વાજીબ થવું ઘણી મજબુત દલીલો વડે સાબીત કર્યું છે, અને ઈમામ આઝમ અબુ હનીફા સર્વે ઈમામોથી શ્રેષ્ઠ છે અને વધુ ફઝીલત અને ઈલ્મ (વિદ્યા-જ્ઞાન) ધરાવતા હતા, તેથી એમની તકલીદ કરવી જરૂરી બની. એમ માનવું પણ જરૂરી છે કે ચારે મઝહબો સાચા છે કારણ કે દરેક ઈમામે કુર્આન અને હદીસથી મસલાઓ કાઢયા છે. દૃષ્ટાંત રૂપે એમ સમજો કે

એક મીઠા પાણીનો દરીયો છે. તેમાંથી એક માણસે રાતી શીશીમાં પાણી ભરી લીધું બીજાએ લીલી શીશીમાં, અને ત્રીજાએ પીળી શીશીમાં, અને ચોથાએ નીલા રંગની શીશીમાં પાણી ભરી લીધું. એ સર્વે શીશીઓમાં એકજ તરેહનું મીઠું પાણી છે કે જે જાહેરમાં જુદું જુદું દેખાય છે. એજ પ્રમાણે ચારે મઝહબો સાચા છે અને ઇમામો માન આપવાને પાત્ર છે. જેમ હઝરત (સ.) ના ચારે ખલિફા સાચા અને માન આપવા યોગ્ય છે. એ પણ માનવું જરૂરી છે કે ઇમામ અબુ હનીફા (રહ.) દીનના મહાન આલિમ અને મઝહબના 'મુજતહિદ' હતા, પરંત નબી ન હતા કારણ કે રસુલુલ્લાહ (સલ.) પર નબુવત ખતમ થઇ ચુકી છે. હવે જયારે ઇમામ સાહેબ નબી નથી તો એમનાથી ભુલચુક થવી શકય છે. પરંતુ આ જમાનામાં કોની તાકાત છે કે એવા મહાન ઇમામની ભુલ કહાડી શકે? અને કોનામાં છે એવી વિદ્યા, જ્ઞાન કે અબુ હનીફાના મસલાઓમાં કૈં ખોડ કહાડી શકે? કારણ કે એમને ખુદાવંદ કરીમે જ્ઞાનરૂપી ભંડાર ગેબથી અર્પણ કર્યો હતો હવે જે કૈં ભુલ આપણને નજરે પડે તે અમારી નજરની ભુલ છે. જે માણસ ઇમામ સાહેબ પર ટીકા કરે છે તે અજ્ઞાની છે કારણ કે એમના સર્વે મસાએલો તથા કલિમ કુર્આન હદીસ અને સહાબાઓના વચનો અનુસાર છે. આ વાતો ધ્યાન પુર્વક વાંચવી અને યાદ રાખવી જોઇએ કેમકે ના જાણકારો માટે એ ઘણીજ લાભદાયક છે. ખુદા જ સારા કામોની તારીફ અર્પે છે અને બંદાઓની મદદ કરે છે. અંતમાં અમે કહીશું કે સર્વ વખાણ ખુદા માટે છે કે જે સર્વે જગતનો રબ છે.

# હઝરત ઈમામે આ'ઝમ અબુ હનીફા ( રહ. ) નું પવિત્ર જીવન વૃતાંત.

હઝરત ઈમામ અબુ હનીફા (રહ.)નું નામ નોઅમાન અને એમના પિતાનું નામ સાબિત હતું. એઓ ઇરાનના રહેવાશી હતા. એમનો જન્મ સને ૮૦ હિજરીમાં થયો. નાનપણથીજ એમને વિદ્યાભ્યાસનો શોખ થયો. એમણે સાત કારીઓમાંના મસહુર કારી આસિમની કિરાત સહિત કુર્આન મજીદનો અભ્યાસ પૂર્ણ કર્યો, પછી એમણે અકાયદના ઇલ્મ તરફ લક્ષ આપ્યું, અને લાંબી મુદ્દત સુધી એ તરફ મંડી રહ્યા. દરેક જાતનાં વિદ્યા-જ્ઞાન પ્રાપ્ત થયા પછી એમણે હદીષ અને ફિકાહનો અભ્યાસ કર્યો. મહાન બુઝરૂગ આલિમોની સેવામાં રહયા, અને ફરી કુર્આન શરીફ અને હદીષ શરીફમાંથી એમણે ઘણા મસલાઓ કાઢયા અને પોતાના શાગીરદોની પાસે મસલાઓનાં ઘણા પુસ્તકો અકઠા કરાવ્યાં. જ્યારે કોઇ મસલો લખવામાં આવતો તો તેઓ ઘણા આલિમો પાસેથી એની ખાત્રી કરતા અને જ્યારે સર્વેની સમજને તે ઠીક લાગતો ત્યારે તે મસલો લખવામાં આવતો. આથી ઇમામ અબુ હનીફા (રહ.)ના મસલા ઘણાજ મજબુત અને વ્યાજબી, તેમજ કુર્આન અને હદીષ અનુસાર હોય છે, જો કોઈ મસલા માટે એમને મુશકેલી જણાતી તો તેઓ અસહાબોના વચનો જોતા અને તેમના વચનો અનુસાર ફત્વો આપતા.

ઈમામ સાહેબ ખુબસુરત હતા. કદમાં એઓ ન ઘણા લાંબા કે ન ઘણાં ઠીંગણા પરંતુ મધ્યમ હતા. એમની દાઢી દેખાવડી હતી. એઓ ઘણાજ પવિત્ર અને ઉમ્દા લુગડાં પહેરતા હતા. ઇમામ અબુ હનીફાના જાહેર થવાની ખુશ ખબરી રસુલુલ્લાહએ ( સ. ) સંભળાવી હતી. બુખારી અને મુસ્લિમ શરીફમાં અને હદિષનાં બીજા

ઘણાં પુસ્તકોમાં એ બીના છે કે રસુલુલ્લાહે (સ.) ફર્માવ્યું કે "ઈરા-નીઓમાંથી એક માણસ એવો પેદા થશે કે, જો વિદ્યા આકાશમાં ષરૈયા તારા ( કૃતિકા નક્ષત્ર )ની લગોલગ હશે તો પણ તે માણસ વિદ્યાને પ્રાપ્ત કરશે. અને આકાશમાંથી પણ ઉતારી લાવશે. અર્થાત ઘણોજ મહાન આલિમ નીવડશે."

આ ભવિષ્યવાણી ઇમામ સાહેબ તરફ ઇસારો કરે છે. કારણ કે એમના સિવાય ઇરાનીઆમાંથી કોઇ એવો આલિમ થયો નથી અને ઈમામ સાહેબ અસલ ઈરાનના વતની હતા. આથી ઇમામ સાહેબને ઘણી ફઝીલત અને મોટાઇ મળી કહેવાય કારણ કે રસુલુલ્લાહે (સ.) પોતે ઈમામ સાહબના આગમનની ભવિષ્યવાણી કહી અને આપે (સ.) એમના ઈલ્મના વખાણ કર્યા. વળી એ બીના રસુલુલ્લાહ ( સ. ) ના મોઅજીઝા (ચમત્કાર) માં પણ ગણાઇ કારણ કે આપે ભવિષ્યની ખબર આપી કે જે ખબર 'વહી' દ્વારે અલ્લાહે પહોંચાડી હતી. મુસ્લિમોએ એ બશારત યાદ રાખવી જોઈએ.

ઈમામ સાહેબના ચાર હજાર ઉસ્તાદ હતા. હવે વિચારો કે જેના ચાર હજાર ઉસ્તાદ હોય તેની વિદ્યા અને જ્ઞાન કેટલાં ઉંચ અને મહાન હોવાં જોઇએ ! એમના સર્વે ઉસ્તાદો મહાન આલિમો હતા. વળી એમના શિષ્યો ( શાગીરદો ) પણ મહાન થઇ ગયા છે. એઓમાંથી **હઝરત ઈમામ અબુ યુસુફ** હઝરત **ઈમામ મોહમ્મદ** અને **ઈમામ ઝુફર** છે. ઈમામ **અબુ હનીફા** મહાન દરજજો એ માટે ધરાવતા હતા કે એમણે રસુલે ખુદાના ખાસ ખાદિમ હઝરત **અનસ** (રદી.) ને જોયા હતા. હઝરત અનસ એવા મહાન ખાદિમ હતા કે તેઓ ફરમાવે છે કે "મેં રસુલુલ્લાહ ( સ. )ની દશ વરસ સુધી સેવા બજાવી પરંતુ એ

દરમ્યાન રસુલુલ્લાહે (સ.) મને કદી એમ ન ફરમાવ્યું કે 'આ કામ કેમ ન કર્યું' અને 'આ કામ એમ કેમ કર્યું?'" સુબ્હાનલ્લાહ! હમારા નબી રહમતુલ્લિલ આલમીન કેવા દયાળુ અને કૃપાળુ હતા. જે માણસે અસહાબોને જોયા હોય છે તેનો શરીઅતમાં ભારે દરજજો હોય છે. અને એવો માણસ **તાબઈ** કહેવાય છે. આથી અબુ હનીફા પણ તાબઇ હતા અને એમાં કશો શક નથી. જે લોકો કહે છે કે એઓ તાબઇ ન હતા તેઓનું એમ કહેવું ખોટું છે. આજકાલ જે લોકો ઇમામ સાહેબ તથા તેમના મુકલ્લિદો સાથે દ્વેષ રાખે છે તેઓ એમ કહે છે કે ઇમામ સાહેબ તાબઇ ન હતા, કારણ કે તેઓ એમ ચાહે છે કે એવી મોટી બુઝુરગી ઇમામ સાહબને પ્રાપ્ત ન થવી જોઇએ. પરંતુ તેમના કહેવાથી કૈં થતું નથી.–**ઝાલિકા ફદ્દલુલ્લાહે યુઅતીહે મય્યશા**–"એ તો મારા રબની કૃપા છે કે જેને ચાહે તેને અર્પે છે." એ વાત પણ બોલાય છે કે ઇમામ અબુ હનીફાએ હઝરત અનસ (રદી.)ના સિવાય બીજા આઠ અસહાબીઓન જોયા હતા. હઝરત ખતીબ બગદાદી, હદીષના ઇમામ **દારકુતની,** ઇબ્નિ **હજર મકકી** અને બીજા મોટા મરતબાના આલિમો લખે છે કે ઇમામ અબુ હનીફા તાબઇ હતા. અને એમણે હઝરત અનસ (રદી.)ને જયારે તેઓ કુફા આવ્યા ત્યારે જોયા હતા.

એ વાતને યાદ રાખવી જોઇએ કે જે માણસ ઇમામ અબુ હનીફાથી બદ ગુમાની અને દુશમની રાખશે તે ઘણોજ કમનસીબ છે. ખુદા એવા બલાથી બચાવે! કારણ કે જે માણસ અવલીયા અલ્લાહથી દુશમની રાખે છે, ખુદા તેનો દુશમન બની જાય છે. ખુદાથી દુઆ માંગવી જોઈએ કે તમને ખુદા નેક કામોની તૌફીક આપે અને તેના ગુસ્સા અને ના ફરમાનીથી બચાવે!

એ ઉપરાંત કેટલાક લોકો એ પણ આક્ષેપ મુકે છે કે અમારા ઇમામને સત્તરજ રિવાયતો મળી હતી, પરંતુ એ તદ્દન ખોટું છે. જો કે ઇબ્નિ ખલદુને ઈતિહાસમાં એમ લખ્યું છે છતાં સર્વે આલિમોએ ખલદુનની ભુલ હોવાનું દર્શાવ્યું છે. એણે કોઇનું ગેર ભરોસેદાર લખાણ ટાંકી દીધું છે, અને તેણે એમ કર્યાનું કારણ એ છે કે તે ઐતિહાસીક કળાનો મહાન વિદ્વાન હતો પરંતુ હદીષના એહવાલની તેને ખબર ન હોતી, તેથી તેનાથી ભુલ થઇ ગઇ છે. અસલ બીના એમ છે કે અમારા ઇમામ અબુ હનીફા (રહ.) ને એક હજાર અને સાતસો હદીષો મળી છે. એ વિષે ઇમામ ઝરકાની (રહ.) કે જેઓ હદીષના મહાન આલિમો હતા તેઓ એ વર્ણન કર્યું છે. વળી જે માણસ હદીષોના પુસ્તકો જોશે તેને જણાશે કે એવી સેંકડો રિવાયતો છે કે જેઓને હઝરત ઇમામ (રહ.) સાહબે બયાન કરી છે, એક આક્ષેપ ઇમામ સાહબ પર કેટલાક લોકો એ પણ મુકે છે કે તેઓ હદીષોને છોડી પોતાની અકકલ અને ધારણા (કયાસ) ચલાવે છે. આ એક સખ્ત આક્ષેપ અને તદ્દન જુઠાણું છે, કારણ કે ઇમામ અબુ હનીફા પોતે ફરમાવે છે કે કુર્આન અને હદીષથી હુકમ ન મળી શકતા ઘણીજ સખત જરૂરતની વેળા સિવાય અમે અકકલ કે કયાસથી કામ કાઢી લેતાં નથી. ઇમામ સાહેબ વળી ફરમાવે છે કે જે કૈં અમને રસુલુલ્લાહ (સ) તરફથી મળ્યું તેનો અમે સહૃદયે સ્વિકાર કરીએ છીએ. અને જે કંઇ અસહાબોએ ફરમાવ્યું છે તેને પણ મંજુર રાખીએ છીએ. હઝરત ઇમામ અબુ જાફર કે જેઓ એક મહાન આલિમ થઈ ગયા છે તેઓએ સારી રીતે બયાન કર્યું છે કે ઇમામ અબુ હનીફા હદીષ મૌજુદ હોતાં કદી પણ કયાસથી ચલાવી લેતા નહિ, ઇમામ

શાઈફ (રહ.) ફરમાવે છે કે અમને અબુ હનીફાથી વધુ વિદ્વાન માણુસ કોઇ જણાયો નથી. અને તેઓ દર્શાવે છે કે જેણે અબુ હનીફાના પુસ્તકોનો અભ્યાસ કર્યો નથી તેની વિદ્યા પૂર્ણ થતી નથી. ઈમામ સાહેબ પાસે મોટા મોટા પેટારાઓ હતા, કે જેમાં તેઓ પોતાના ગુરૂઓથી સાંભળેલી હદીસો લખી રાખી મુકતા. આ ઉપરથી આપની ઉંચ અને મહાન વિદ્વતાનું કંઇ આપણને અનુમાન થઈ શકે છે.

## ઈમામ સાહબની ઈબાદત.

હસન ઇબ્ને અમ્મારરહ જેઓ તે સમયના એક મહાન આલિમ હતા તેઓ ઇમામ સાહબની વફાત પછી ગુસલ આપતા ફરમાવતા હતા કે કૃપા થાઓ અલ્લાહની અબુ હનીફા ઉપર કે એઓ ત્રીશ વરસથી બરોબર રોઝા રાખતા હતા, અને ચાલીશ વરસથી તેઓ કદી રાત્રે સુતા નહતા, બલ્કે રાત્રે ભીંતથી ટેકો આપીને પણ બેઠા નહિ. ચાલીશ વરસ સુધી એમણે ફજરની નમાઝ ઇશાના વુઝુથી પઢી હતી. એઓ આખી રાત નમાઝમાં કુર્આન શરીફ પઢતા હતા અને એઓ ઘણા રડતા હતા. એમના રડવાનો અવાજ પાડોશીઓ સાંભળતા હતા. જે જગ્યાએ સુતાં એમની વફાત થઇ તે જગ્યાએ બેસીને એમણે સાત હઝારવાર કુર્આન શરીફ ખતમ કર્યા હતાં. રાત્રી દરમ્યાન સુતા નહિ, અલબત બપોરે બે ઘડી સુઇ રહેતા અને સવારથી તેઓ આખો દિવસ ઇશા સુધી વિદ્યાભ્યાસ કરાવતા, અને પછી ઇશાની નમાઝ માટે એક ખુંટાની જેમ ઉભા થઈ જતા અને નમાઝમાં સવાર પાડી નાખતા. તેઓ હંમેશ એ પ્રમાણે કરતા હતા. ઘણા બુઝુરૂગોએ ફરમાવ્યું છે કે અમોએ કદી અબુ હનીફાને વગર રોઝાયે જોયા નથી. તેમજ રાત્રે સુતાં દીઠા નથી. એમણે ૫૫ હજ કર્યા છે. એ ઉપરાંત

સર્વે ઉલ્માઓએ આપના ઘણા વખાણ કર્યા છે. ઇમામ સાહબ કદી કોઇની ગીબત (નીંદા) કરતા નહી, અને કોઇની પીઠ પાછળ કોઇની નિંદા કરતા નહિં, કારણ કે ગીબત નિંદાથી માણસની સર્વે નેકીઓ બરબાદ થઇ જાય છે. આજકાલ ઘણા લોકો ગીબતમાં સપડાએલા દેખાય છે બલકે કેટલાક તો એ કામ પાછળજ મંડેલા હોય છે કે જયાં બે માણસ મળ્યા કે ત્રીજાની નિંદા શરૂ થઇ. એ ઘણીજ ભુંડી કુટેવ છે. એથી તૌબા કરવું જોઇએ નહિતર તમારી નેકીઓ જેની તમે નિંદા કરો છો તેને મળી જશે.

ઇમામ સાહબ એટલો બધો પરહેઝ રાખતા હતા કે જે માણસને એઓ કંઇ કરજ આપતા તો તે માણસની ભિંતના પડછાયામાં પણ બેસતા ન હતા, કે જેથી તે કાર્ય વ્યાજની ગણત્રીમાં આવી જવાનો સંભવ ન રહે, કારણ કે કરજ આપી કરજદારથી કોઈ તરેહનો નફો લેવાની સખ્ત મનાઈ છે. હદીષ શરીફમાં રસુલુલ્લાહે (સ.) ફરમાવ્યું છે કે જે માણસ તમારાથી કરજે નાણા લે અને ફરી તમારા માટે કોઇ જનાવરના ઘાસનો ભારો મોકલે તો તે લેશો મા. તેજ પ્રમાણે કરજદાર તમને નોતરૂં આપે તો તે કબુલ કરશો મા. અલબત, જો કરજ લીધા અગાઉ પણ એને નોતરા આપવાની ટેવ હતી, અને તે જુના રિવાજ પ્રમાણે કરે છે તો કંઇ વાંધો નથી. આ જમાનામાં લોકો પોતાને હનફી કહેવડાવે છે, છતાં વ્યાજ બરોબર લે છે. પરંતુ પોતાના ઇમામ સાહબના વર્તન તરફ વિચારતા નથી કે તેઓ એ વિષે કેટલી સાતચેતી રાખતા હતા. ભાઇઓ! આપણા ઈમામ સાહબના એહવાલ પર વિચાર કરી આપણે એ ભુંડા કાર્યને તજી દેવું જોઇએ. હદીષ શરીફમાં આવ્યું છે કે "જે

માંસ હરામ માલથી પેદા થાય છે તે જન્નતમાં જઇ શકશે નહિ.' આ તર્કે કોઇ ખુદાના બંદાએ કેવું સારૂં કહ્યું છે કે:—

**લિખ દીયા હય દરે જન્નત પે ખુદને હરફોંમેં,**
**ઇસમેં જાય ન કભી સુદકા ખાનેવાલા.**

અલ્લાહ ફરમાવે છે કે "જો તમે લોકો વ્યાજ ખાવાનું ન છોડશો તો તમને અમારા તરફથી લડાઇની નોટીસ મળશે." હે મિત્રો! જ્યારે ખુદા ત્આલા લડાઇ કરશે તો કેવી રીતે તમારો છુટકારો થશે? આથી આપણે તૌબા કરવી ઘટે છે.

અબુ હનીફા સાહબ (રહ.) પવિત્ર રમઝાન માસમાં કુર્આન શરીફના એક રાત્રે ને એક દીને એમ આઠ ખત્મ કરતા હતા. ઘણા બુઝરગોનું કહેવું છે કે તેઓએ ઇમામ સાહબને વરસો સુધી જોયા ને અજમાવ્યા કે એઓ કદી પથારીને કમર લગાડતા નહિ. બલ્કે આખી રાત ખુટાની માફક ઉભા રહેતા હતા. કેટલીક વાર એકજ રકાતમાં કુર્આન ખત્મ કરી નાંખતા. હઝરત સુફયાન ઇબ્ન અયનીયા કહે છે કે અમોએ ઇમામ અબુ હનીફાથી વધુ ઇબાદત કરનાર કોઈ જોયો નથી. એઓ સંસારથી એટલી બધી બેપરવાઇ રાખતા હતા કે એક વેળા ઇરાકના ગવર્નરે એમને બોલાવી કહ્યું કે કુફાના કાઝીની પદ્દી મંજુર કરો, પરંતુ એઓએ એ ડરે તેને ન કબુલ રાખી કે કદાચ કોઈ મુકદ્દમામાં ભુલ થઇ જાય તો તેની અલ્લાહના દરબારમાં પકડ થાય ને હિસાબ આપવો પડે. પછી ગવર્નરે એમને બોલાવ્યા અને તેમને દરરોજ દશ ફટકા મારતો હતો કે જેથી તેઓ ગમે તે રીતે કાઝીપદ સ્વિકારી લે. તે દશ દીવસ સુધી એ પ્રમાણે ફટકા મારતો રહયો, અંતે જોયું કે ઇમામ સાહેબ બીલ્કુલ કબુલ કરતા નથી તો એમને છોડી દીધા. એમ કહેવામાં આવે છે કે

જે દિવસોમાં ઇરાકનો ગવર્નર અબુ હનીફાને ફટકા મારતો હતો ત્યારે તેણે સ્વપનામાં હઝરત રસુલે ખુદા ( સ. ) ને જોયા. રસુલુલ્લાહ ( સ. ) તેના પર ગુસ્સે થયા અને કહયું. "અમારા ઉમ્મતીને કેમ વગર વાંકે મારે છે ?" સ્વપનામાંથી જાગૃત થયા પછી તેણે ઇમામ સાહબ (રહ.) ને કેદમાંથી મુકત કરી દીધા. એમ લખ્યું છે કે એકવાર અબુ જાફર બાદશાહે ઇમામ સાહબ માટે દશહજાર દિરહમ મોકલ્યા, જયારે એમને એવી ખબર મળી કે મારા માટે બાદશાહ તરફથી પૈસા આવી રહયા છે, ત્યારે એઓ એક ચાદર ઓઢી સુઈ ગયા. જયારે બાદશાહનો કાસિદ આવ્યો તો તેણે વિવેકના ખાતર એમને જાગૃત ન કર્યા. એટલે જે લોકો હાજર હતાં તે નાણાં આપ્યાં અને કહ્યું કે એને થેલામાં ભરી મુકી દો કે ઇમામ સાહબ ઉઠતાં તેને ખરચી નાંખે, કહેવાય છે કે આખી જીંદગી સુધી તેમને નાણાં જેમ હતાં તેમના તેમ મુકી રખાયા. જયારે ઇમામ સાહબના વફાતનો કાળ નજીક આવ્યો ત્યારે પોતાના પુત્રને ફરમાવ્યું કે આ નાણાં કોઇના અમાનત છે, અને જે માણસ અહિં લાવ્યો હતો, તેને જઈ આપી આવજો, અને કહેજો કે આ તમારી અમાનત છે કે જે લાંબી મુદ્દતથી અબુ હનીફા પાસે રાખી મુકી હતી. ખુદા રહમ ફરમાવે એમના પર કેવા નિસ્વાર્થી અને સંસાર ત્યાગી માણુસ હતા !

એમની પાસે વેપાર દ્વારા જે કંઈ ધન એકઠું થતું તેના વડે સારાં સારાં વસ્ત્રો ખરીદી વિદ્વાનો આલિમાને પહેરાવતાં અને કેહતા કે ખુદાનો ઉપકાર માનો કે જેણે તમને લુગડાં પહેરાવ્યાં. એમાં મારો કંઇ પાડ નથી, કારણુ કે ખરૂં જોતાં એ સર્વેનો દેનાર ખુદા છે.

એઓ એટલા બધા પરહેઝગાર અને ખુદાથી ડરનારા હતા કે એક વેળા શહેરમાંથી કોઇની બકરી ચોરાઇ. આથી એમણે તે દિવસથી

બકરીનું માંસ ખાવાનુ છોડી દીધું કારણ કે કદાચ એમ થઈ જાય કે તેજ ચોરાયલી બકરીનો વધ થઈ જાય અને માંસ વેચનાર તેનુંજ માંસ એમને આપી દે. સુબ્હાનઅલ્લા! કેવો એમનો તકવો અને પરહેઝગારી? અલ્લાહ ફરમાવે છે.=

"ઈન્નમા યખશલ્લાહા મિન ઈબાદિહિલ ઉલમાઓ"

અર્થાત:—તેના બંદાઓમાં ખુદાથી વધુ ડરનાર આલિમોજ છે.

હે મુસ્લિમો! તકવા ધારણ કરો. અને મહાન પાપ કર્મોને ત્યાગો, કારણુ કે અલ્લાહ મુત્તકીને દોસ્ત રાખે છે.

## હઝરત ઇમામ સાહબની વફાત.

જ્યારે ઇમામ સાહબની વફાત થઈ ત્યારે એટલા બધા લોકો જનાઝાની નમાઝ માટે એકઠા મળ્યા કે પાંચવાર એમના જનાઝાની નમાઝ પઢાઈ. અલ્લાહ, અલ્લાહ! ઇમામે સાહબ ખુદાના કેવા મકબુલ બંદા હતા કે એમની વફાતના સમચાર સાંભળતાજ લોકો જનાઝાની નમાઝ માટે દોડી આવ્યા. એઓ સિત્તેર વરસની ઉમરે કોઇ શત્રુઓએ આપેલા ઝેરની અસરથી સને ૧૫૦ હિજરીમાં આ ક્ષણભંગુર જગત ત્યાગી જન્નત નશીન થયા એમની વફાતના બનાવથી બે બાબતો આપણને જાણવાની મળે છે.

(૧) પહેલું એ કે હમેશાથી દરેક જમાનામાં એમના શત્રુ રહયા છે. આથી જે અજ્ઞાની જનો ઇમામ સાહબથી દ્વેષ રાખે છે તેથી ઇમામ સાહબની મોટાઇમાં કંઇ ખામી થઈ શકતી નથી. જુઓ કે રસુલુલ્લાહ (સ.)ના ચાર ખલીફા બરહક છે, છતાં તેમાંથી ત્રણ સહાબાની શીયા લોક કેટલી નિંદા કરે છે આથી જો કોઈ ઇમામ સાહબની નિંદા કરશે તેજ પોતાની જાત અને ઇમાનને હલાક કરે છે, પરંતુ ઇમામ સાહબના મરતબામાં કઇ નુકશાન થઇ શકતું નથી.

(૨) બીજી બાબત એ જાણવાની મળી કે અમારા ઈમામ સાહબને શહાદતની પદવી પ્રાપ્ત થઇ કારણ કે જે માણસ ઝેરથી ગુજરી જાય છે તેને શહાદતનો દરજ્જો મળે છે–જેમકે **રસુલે ખુદા** (સ.)ના મોટા નવાસા **ઈમામ હસન** (અલ.) ઝેરથી શહીદ થયા હતા. ખરેખર, આ એક મહાન ખુશ ખબરી છે, અને શહીદનો દરજ્જો એ અમારા ઇમામ સાહબના હકમાં મોટી ભલાઈની વાત છે! **અલ્લા હુમ્મ-રઝુકના શહાદતન ફી સબીલીકા યા અરહમરાહિમીન.**

એમની વફાતના થોડાક સમય પહેલાં કેટલાંક બુઝુર્ગોએ એક તારો આકાશમાંથી ખરતો જોયો. એ વેળા એક કહેનારે કહ્યું કે એ તારો તે અબુહનીફા છે. આ બનાવના થોડાકજ દિવસ પછી ઇમામ સાહબનો સ્વર્ગવાસ થયો. એજ બિના એક સ્વપ્નાનો ખુલાસો હતો.

કેટલાક મહાન બુઝુર્ગો જેવા કે જાફર ઈબ્નિ હસને ઇમામ સાહબની વફાત પછી તેમને સ્વપ્નામાં ઘણીજ સારી હાલતમાં જોયા, તો તેમણે ઇમામ સાહબને પુછ્યું કે "હે ઈમામ! શી બિના ગુજરી?" જવાબ આપ્યો કે, અલ્લાહે પોતાની કૃપા અને માયાથી મને મુક્તિ આપી. **અલ્લાહુમ્મગફિર લના વરહમના વ અનતા ખયરુલ ગાફિરીન.**

અત્રે હઝરત ઇમામ આ'ઝમ (રહ.) ના જીવનનું ટુંક વૃત્તાંત સમાપ્ત થાય છે. **અલહમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન.**

હવે અત્રે બાકીના ત્રણ ઈમામો અને હઝરત અબુ હનીફા (રહ.)ના બે શિષ્યો–ઇમામ અબુ યુસુફ (રહ.) અને ઈમામ મુહમ્મદ (રહ.)ના ટુંક વૃત્તાંત લખવા વાસ્તવિક છે.

## હઝરત ઇમામ માલિક (રહ.)

એઓ પોતાની માતુશ્રીના પેટમાં બે વરસ સુધી રહયા. સને ૯૩ હિઝરીમાં એમનો જન્મ થયો. એઓ હદીસ પ્રાપ્તીની ઘણી ધગશ ધરાવતા હતા. અને રસુલુલ્લાહ (સ.)ની હદીસોની એઓ ઘણી પેરવી (અનુકરણ) કરતા હતા. એમણે સત્તર વરસની વયે હદીષોનો વિદ્યાભ્યાસ કરાવવો શરૂ કર્યો અને પોતાની કિતાબ "મઉત્તા"નો અભ્યાસ એક હજાર શિષ્યોને કરાવ્યો. એમણે હજારો હદીષો લખી છે. એઓ આખી જીંદગી મદીનામાં હરમ શરીફમાં રહયા એમના ઇલ્મ, વિદ્યા જ્ઞાન ઘણાં વિશાળ અને ઉંડા છે. તેમનું વર્ણન કરવા માટે મહાન પુસ્તકની આવશ્યકતા છે. અત્રે એમનાં વૃત્તાંતોની અતિ ટુંક રેખા દોરી છે.

## હરઝત ઇમામ શાફ્ઇ (રહ)

એમનો જન્મ સને ૧૫૦ હિજરીમાં મીના મુકામે થયો. ફરી એમને ત્યાંથી મક્કે લઈ જવામાં આવ્યા. સાત વરસની નાની ઉમરે સંપુર્ણ કુર્આન મજીદ મ્હોંડે યાદ કરી લીધો, અને પછી હદીષો મ્હોંડે કરી. એઓ મદીના જઇ ઇમામ માલિક (રહ.)ની સેવામાં રહયા. ત્યાંથી તેઓ બગદાદ ગયા અને બે વરસ રહી ત્યાં એમનો શુક્રવારે સને ૨૦૪ હીજરીમાં સ્વર્ગવાસ થયો.

## હઝરત ઈમામ અહમદ ઈબ્ને હુંબલ (રહ.)

એમનો જન્મ સને ૧૬૪ હિજરીમાં થયો. એઓ હદીષ અને ફિકાહ ઇલ્મના પેશ્વા બન્યા. એઓ ઇમામ શાફઇ (રહ.) વીગેરે મહાન આલિમેના શાર્ગિદ હતા. એમના પણ ઘણા શાર્ગિદ હતા. **બુખારી** અને **મુસ્લિમ** પણ એમના શિષ્ય હતા. એમનાં મંડળમાં અલ્લાહ અને રસુલ (સ.)ના ઝીકર સિવાય બીજું કંઈ થતું નહતું, સત્તર વર્ષ

સુધી દુરવેશીની હાલતમાં રહયા અને કોઇની પાસે કદી કંઇ લીધું નહિ. હજારો રૂપીયા લોકો આપતા પરંતુ એઓ મંજુર કરતા નહિ. એઓ સને ૨૪૧ હિજરીમાં શુક્રના દીને વફાત પામ્યા (રહમતુલ્લા અલયહ.)

## હઝરત ઈમામ અબુ યુસુફ.

એઓ હઝરત ઇમામ અબુ હનીફા (રહ.) ના સૌથી મોટા અને ઉંચ દરજજાના શિષ્ય-શાર્ગિદ હતા. ત્રણ મહાન બાદશાહોના જમાનામાં એઓએ કાઝીની પદ્વી ભોગવી. ફુરસદના અભાવે પણ એઓ રાત્રી દિવસ મળી બસો રકાત નમાઝ પઢતા હતા. તફસીર અને હદીષના એઓ મહાન હાફિઝ હતા. સને ૧૮૨ હિજરીમાં એમની વફાત થઇ.

## હઝરત ઇમામ મોહમ્મદ.

એઓ પણ હઝરત ઇમામ અબુ હનીફા (રહ.) ના બીજા મહાન શાર્ગિદ હતા. એઓ એવા મસ્તબાના આલિમ હતા કે ઈમામ શાફઇ સાહબ (રહ.) પણ એમના શિષ્ય હતા. બીજા પણ એમના સેંકડો શિષ્યો છે. ઇમામ મોહમ્મદ સાહબના રચેલા ૯૯૯ પુસ્તકો છે. એમની વફાત સને ૧૮૯ હિજરીમાં થઇ.

## ઈમામ બુખારી સાહબ.

એમનો જન્મ તા. ૧૩-શવ્વાલ સને ૧૯૪ હિજરીમાં શુક્રના દીને અસરના વખતે થયો. નાનપણમાંજ એમની આંખોની જોવાની શકતી નષ્ટ થઇ ગઇ હતી. આ કારણે એમની મા હંમેશા શોકમાં અને દલગીર રહેતાં. એક દીવસે એમની માએ હઝરત ઇબ્રાહીમ (અલ.)ને સ્વપનામાં દીઠા. તેઓ કહેવા લાગ્યા કે “તારી દુઆ અને રડવાને પ્રતાપે તારા પુત્રની આંખો રોશન થઇ ગઇ. તેની હું તને ખુશ ખબરી સંભળાવું છું. સવારે ઉઠતાં માએ જોયું તો પોતાના પુત્રની

આંખો રોશન થયેલી જણાઇ. દશ વરસની ઉમરથીજ જે જગ્યાએ ઇલ્મ હદીસનું નામ સાંભળતા ત્યાં દોડી જતા. એઓ વિદ્યા પ્રાપ્ત કરતા રહયા. ઇબ્નિ મુબારક અને વકીઅની હદીસો યાદ કીધા પછી એઓ પોતાની મા અને બાપની સાથે હજ માટે ગયા અને ત્યાંજ રહી પડયા. ત્યાં એમને" "કીતાબુત્તાતારીખ" નામે પુસ્તક અને છ લાખ હદીસોમાંથી ચુંટી એમણે ' બુખારી " પુસ્તક રચ્યું, એ ઘણું માનનિય મકબુલ પુસ્તક છે. કુરઆનના પછી એનો દરજ્જો છે. ઈલ્મે હદીસમાં એમનો દરજ્જો મહાન છે. સમરકંદની નજીક એક ગામમાં એઓ સને ૨૫૬ હીજરીમાં વફાત પામ્યા. અલ્લાહ તઆલાની એમના પર કૃપા થજો !

## મુસ્લિમ ઇબ્ન હજાજ (રહ.)

એમની જન્મ ભુમી નીશાપુર છે. એઓનો જન્મ સને ૨૦૪ હિજરીમાં થયો.

એમણે સહીહ મુસ્લિમનું પુસ્તક રચ્યું કે જે હદીસનાં માટે મોતેબર પુસ્તકોમાંનું એક છે. સહીહ બુખારીની બાદ એ પુસ્તકનો દરજ્જો છે. એઓ સને ૨૬૧ હિજરીમાં જન્નતનશીં થયા. કેટલાક બુઝુર્ગોએ એમને સ્વપનામાં જોયા. તો તેઓએ એમને પુછયું કે "ખુદાએ તમારી સાથે કેવુ વર્તન આદર્યું ?" તો એમણે જવાબ આપ્યો કે મારા માટે જન્નતના દ્વાર ઉઘાડી દીધા. હવે હું જયાં ચાહું છું ત્યાં ફરૂં છું. ખુદાની નજીક એમનો પણ મોટો દરજ્જો છે (ખુદા એમના પર કૃપા કરો !) લંબાણ થઇ જવાના અંદેશાથી અમે ઉપરોકત બંન તેમજ પહેલાં પાંચ સહાબાનો અહવાલ અતિ ટુંકમાં લખ્યો છે, જો કે એમની બુઝુર્ગી, ફઝીલતથી પુસ્તકોના પુસ્ત· ભરપુર છે.

**સમાપ્ત.**

# જાહેર ખબર

આ તબલીગી હારમાળાના આજલગી

૩૩ નંબર

છપાઇ ચુકયા છે.

અને એ બધાં—

ફ્રી

—મોકલવામાં આવે છે.

જે ભાઇને ઝુરૂરત હોય તેમણે

છ આનાની પોસ્ટની

ટીકીટો મોકલી

મંગાવી લેવી.

જે નંબર ખલાસ થઇ ગયો હશે, તે

મોકલવામાં નહી આવે.

મવલ્વી અહમદ હાજી આરિફ અશરફ

રાંદેર, (જી. સુરત.)